

# શુદ્ધ તાર લખવાની કળા

યાને

## ખપ જોગું અંગ્રેજી એક મહીનામાં ઘેર બેઠાં વાંચતાં લખતાં શીખવાની કળા.

આવૃત્તિ બીજી સુધારા વધારા સાથે.

બનાવનાર

ફીરોજશાહ એદલજી પટેલ.



સુરતમાં સુરત અખબાર પ્રેસમાં પી. ઈ. પટેલે છાપી છે.

સને ૧૯૧૧.

કીમત આના આઠ.



# શુદ્ધ તાર લખવાની કળા

યાને

ખપ જોગું અંગ્રેજી એક મહીનામાં ઘેર બેઠાં
વાંચતાં લખતાં શીખવાની કળા.

આવૃત્તિ બીજી સુધારા વધારા સાથે.

બનાવનાર

ફીરોજશાહ બેહરામજી પટેલ.



સુરતમાં સુરત અખબાર પ્રેસમાં પી. ઈ. પટેલે છાપી છે.

સને ૧૯૧૧.

કીંમત આના આઠ.

# શુદ્ધ તાર લખવાની કળા.

## પ્રસ્તાવના.

સંસારમાં દહાડે દહાડે ધંધામાં હરીફાઈ વધતી જાય છે. વહેલો દોડે તે જીતે છે તથા કમાય છે. પાછળ પડે તે અટવાય છે. કાગળ લખી કામ કરવા કરતાં તારથી રળવું લાભકારી થઇ પડે છે. એક કાગળને ભાવે, તેટલા માટે સરકારે તાર મોકલતા કરયા છે. તેથી તારનો વ્યવહાર અતિશય વધી પડયો છે.

તેથી તાર લખી જાણવાની અગત્ય છે. તાર લખી નહિં જાણનારા આ જમાનાથી છેક પાછળ ગણાય છે. તાર લખનારા વધે છે, પણ હજી શુધ્ધ તાર લખી જાણનારાની મોટી ખોટ છે, દરેક દેશી વેપારીને તાર લખવો પડે છે. આજે નોકરી ધંધા માટે લોકો દુર જુદા જુદા ભાગોમાં વેરાઇ ગયા છે તેમને સારે માઠે અથવા ધંધા રોજગાર માટે તેનો ખપ વધ્યો છે.

પણ કોઇ નિશાળ એવી નથી કે એકલું તારનુંજ કામ શીખવે. વેપારીઓ તાર લખતાં શીખવાને પોતાના બેટાઓને અંગ્રેજી નિશાળે મોકલે છે. તેઓને ત્યાં બધાજ વીશયો શીખવાની ફરજ પડતી હોવાથી તાર લખવાનું એકલું કામ નિશાળોમાં શીખી શકાતું નથી. નિશાળમાં બધા વીષયો શીખતાં ઓછામાં ઓછાં સાત વરસ જાય છે અને ભારે ખરચ થાય છે. તે છતાં પણ ઘણાએક નિષ્ફળ થાય છે, અને શુધ્ધ લખતાં નહિં આવડેથી, તે વેપારીઓને છેવટ શુધ્ધ તાર લખી જાણનારા પારકાઓની ગરજ પડે છે.

અંગ્રેજી પાકું શીખેલાઓને શોધવા પડે છે તેથી (૧) ખરચ વધે છે, (૨) શોધતાં વખત જાય છે. (૩) પોતાના ધંધાના ભાત્ર તાલ ભેદ ભરમ, વગેરે પારકે કાને જાય તેથી કોઇવાર નુકશાન થાય છે. શુદ્ધ લખનાર નહિ જડે તો શીખાઉ સાથે કામ લેવું પડે

છે તેથી એક શબ્દને બદલે બે ત્રણ વાપરે તો તે ખરચ વધે છે. તે સઘળું જાણે સમજયા. પણ શીખાઉને હાથે વખતે ઓડનું ચોડ થાય છે. પારકા પાકા માણસથી કામ લેતાં ઓશીયાળા રહેવું પડે છે. અંગ્રેજી ભાષા પારકી હોવાથી આ દેશના દેશીઓને તે શીખતાં ભારે પડે છે. હાલના કામના પ્રમાણમાં શુદ્ધ લખનારા ઘેરેઘેર હોતા નથી. પારકે હાથ વાત જવાથી સંસાર વ્યવહારમાં પણ લખાવનારના ભેદનો પડદો પારકે હાથ જાય છે. કાકીને માટે 'આન્ટ' લખે છે, તો તેમાંથી મામી, માસી કે ફુઇ, અથવા મામીજી, માસીજી કે ફુઇજી પણ સમજાય. તેથી કાકીની ફુઇ, અને મામીની માસી એવા અરથ થઈ જાય છે. તેટલા માટે પાછું તેણીનું નામ વધારવું પડે છે. નણંદનો એક બોલ હોતો નથી, તેથી ચાર શબ્દ વાપરે ત્યારે નણંદ સમજાય છે. સાળાને ઠેકાણે બનેવી, અને બનેવીનો સાળો સમજાય છે. વેપારી જણસોના નામમાં હરડાબેડાંને ઠેકાણે હરડે, તો સંચળને ઠેકાણે સંચોરો મોકલી દે છે. તેથી વળી ચોખ્ખું સમજાવવા અંગ્રેજી શબ્દ સાથે 'સંચળ' અથવા 'સંચોરો' એવો દેશી શબ્દ તો વધારવોજ પડે છે. તેથી વેપારી યા હરેક માણસ કે સ્ત્રી પોતે પોતાનો તાર લખી જાણે તેમાં મોટો લાભ છે. વેપારની કુનેહ કુંચીના શુદ્ધ તાર વેપારી પોતે અથવા તેમના બેટાઓ જેવા લખે તેવા શુદ્ધ લખનારથી પણ વખતે લખાય નહિ. તો પછી કાચા લખનારથી તો કયાંથીજ લખાય. શુધ્ધ લખનારને શોધતાં વખત જાય છે અને "તાર" એ નામ સમજી હજી કેટલેક દરજજે કેટલેક ઠેકાણે વાંચતાં લગી ઘરનાં માણસો ધ્રુજે છે, તેથી તે તરત વાંચવાની જરૂર છે.

એ પ્રમાણે તાર લખવાની, હાલની કેળવણીની સ્થિતિએ હજી મોટી અગવડ છે. તે જેમ દરેક વેપારી સમજે છે તેમ નામદાર સરકાર પોતે પણ સમજે છે તેથી સરકારે હિંદની દેશી ભાષામાં પણ અંગ્રેજી લિપિમાં તાર લખવાની ટેલીગ્રાફ ગાઇડની ક. ૧૮ માં છુટ આપી છે. વળી દેશીઓમાં અંગ્રેજીનો પુરતો ફેલાવો ન હોવાથી જે મુસ્કેલી પડે છે તેની ખાત્રી થયાથી ટેલીગ્રાફ ગાઇડની ક૦ ૪ માં

જણાવ્યું છે કે, મુંબઇ અને રંગુન સિવાય બીજે ઠેકાણે તરજુમા કરવામાં દરેક બનતી મદદ આપવામાં આવશે. આ પરથી જણાય છે કે અંગ્રેજી ભાષામાં લખવાની દેશીઓના મોટા ભાગને મુશ્કેલી છે. તેથી દેશી ભાષાના તારથી સહેલું અને સસ્તું થઇ પડે એમ છે. તે લખવામાં ભારે મહેનત કે ઝાઝી બુધ્ધિનો ખપ નથી. તે લખવામાં અંગ્રેજી ભાષાના માત્ર અક્ષરોનું અને શબ્દનું જ્ઞાન જોઇએ છે. તેટલું જ્ઞાન અંગ્રેજી નિશાળે બેસી નિષ્ફળ થઇ પાછા ફરેલા લગભગ દરેક વિદ્યારથીમાં હોય છે, પણ તેઓનું લક્ષ નિયમિત રીતે શબ્દ કેમ લખવા તે પર નીશાળમાં વખત કાઢયો ત્યારે નહિ રહેલું હોવાથી તેમાના ઘણાખરાથી પણ દેશી ભાષામાં અને અંગ્રેજી લિપિમાં તાર શુધ્ધ રીતે લખી શકાતા નથી.

સહેલાઇથી તાર લખવાને માત્ર અંગ્રેજી ભાષાના મુળાક્ષર, સ્વર વ્યંજન અને જોડણીનું જ્ઞાન હોવું જોઈએ. જોડણી શુધ્ધ હોવી જોઇએ અને અંગ્રેજી અક્ષરો નજરમાં પાકી રીતે ઠસેલા હોવા જોઇએ. એટલુંજ બસ છે. એટલુંજ જ્ઞાન જેનામાં હોય, તે દેશી પોતાના તાર પોતે મનને જાણ્યું લખી શકે. એટલું પણ જ્ઞાન જેનામાં ન હોય તેવા તદન અજ્ઞાન પુરૂષ કે સ્ત્રીને પણ તે જ્ઞાનનો અભ્યાસ કરતાં કેટલુંક જ્ઞાન આવે. નિયમસર અભ્યાસ કરે તો કોઇપણ વેપારી યા ખાનગી મરદ, છોકરો યા છોકરી, એક માસમાં શુધ્ધ તાર લખવાનું કામ પોતાની મેળે શીખી શકે.

માટે જેઓની શકિત ભારે ખરચ કરી સાત વરસ નિશાળમાં કાઢવાની ન હોય, તેવા માટે પણ આ ગાઈડ ઉપયોગી છે. પૈસાદારનાં બાળકો યા મુફત ભણનારા પણ એક પાસ થાય છે તો ત્રણ નિષ્ફળ થાય છે. એ નિષ્ફળ થયલામાંથી પણ કેટલાક અંગ્રેજી ભાષામાં તાર લખવામાં નિષ્ફળ નીવડે છે. હાલની ઉંચી કેળવણી પૈસાદારોને માટે છે. વેપારીઓને તાર લખતાં વાંચતાં તૈયાર કરી ટુંક મુદતમાં ધંધે લગાડનારી હાલની કેળવણી નથી. વળી જયાં લગી દેશની વસ્તીમાં શુદ્ધ તાર લખી જાણનારાની તંગી છે તેટલાં આમાં બતાવેલી રીતથી ઘેર

બેઠાં ઘણાઓ તાર લખી શકે અને એમ કરતાં કરતાં, અંગ્રેજી ભાષાની નજદીકમાં વધુને વધુ પગલુ ભરાતું જાય.

આવી રીતે પરદેશોમાં પણ તાર મોકલી શકાય છે. માટે હીન્દના દેશીઓ અને પરદેશમાં વસ્તા દેશીઓમાના જો થોડા દેશીઓ પણ આ ગાઈડમાં બતાવેલી રીતથી તાર લખી વાંચી જાણનારા વધશે અને દેશના વેપાર, ઉદયોગ, હુન્નર, નોકરી વગેરેમાં મદદ કરતા થઈ પડશે, તો આ ગાઇડ બહાર પાડવાનો હેતુ સફળ થયલો સમજવામાં આવશે.

એ રીતે અંગ્રેજી લિપિ આવડે તો, અંગ્રેજી અક્ષરે હીંદુસ્તાનની કોઇબી ભાષામાં લખી શકાય. જો હીંદુસ્તાની ભાષા અંગ્રેજીમાં લખી હોય તો, તે લખાણ યુરોપીયનો પણ વાંચીને સમજી શકે, તેથી વગર અંગ્રેજી ભાષા શીખવે, એક દેશી હીંદમાંના કોઈ યુરોપીયન સાથે પણ પત્ર વહેવાર ચલાવી શકે, સરકારના યુરોપીયન અમલદારને અરજી આપવી હોય અને અંગ્રેજી લિપિમાં હીંદુસ્તાની ભાષા લખીને આપે તો તે અરજી તે અમલદાર જાતે વાંચી તરત નીકાલ કરી શકે. એ પ્રમાણે હીંદુસ્તાની કે કોઇબી દેશી ભાષામાં થયલા ભાષણનો રપોટ વરતમાન પત્રમાં દાખલ કરયો હોય તો તે અંગ્રેજી લિપિનુંજ જ્ઞાન હોય એવો દરેક દેશી વાંચી શકે. એમ કરતાં ધીમે ધીમે દેશમાં હીંદુસ્તાની ભાષા અને અંગ્રેજી લીપી દાખલ થાય તો સગવડ વધે.

અંગ્રેજી લિપિ જાણનાર તાર ઉપરાંત શરનામા વાંચી લખી શકે. છાપખાનામાં અંગ્રેજી કંપોઝ કરી શકે. અંગ્રેજીમાં લખાયલા નામોના પાટીયાં, કપડપરના નામ, વગેરે વાંચે. બેંકોની ચોપડી, લોન, શેર, મનીઓરડર, રસીદો, નામઠામ, રૂપીઆની રકમ, તારીખ વગેરે ખપજોગું અંગ્રેજી લખી વાંચી શકે.

# શુદ્ધ તાર લખવાની કળા.

કોઇબી દેશી ભાષામાં તાર લખે તો તે ચાલે છે, પણ અંગ્રેજી લીપી યાને અંગ્રેજી અક્ષરમાં લખવા જોઇએ. તેવા તાર જેઓએ લખવ શીખવું હોય તેવાના અભ્યાસ માટે આ ભોમીઓ છે. આ નીચે જણાવેલા નીયમ પ્રમાણે શીખેલાને અંગ્રેજી લીપી આવડેથી તેઓ તાર, સરનામા, મનીઓરડર, પારસલ, વી. પી. વગેરે લખી શકશે.

## ૧. અંગ્રેજી મુળાક્ષર.

એ, બી, સી, ડી, ઈ, એફ, જી, એઇચ, આઈ, જે, કે, એલ, એમ, એન, ઓ, પી, કયુ, આર, એસ, ટી, યુ, ઉવી, ડબલ્યુ, એક્ષ, વાઇ, ઝેડ. એટલા અક્ષરો મોઢે કરવાની જરૂર છે. મોઢે કરેલુંજ આખો ભવ યાદ રહે છે.

## અંગ્રેજી મુળાક્ષર ગુજરાતી સાથે.

| ગુજરાતી ઉચ્ચાર. | | અંગ્રેજી મુળાક્ષર નાના. | | અંગ્રેજી મુળાક્ષર મોટા. |
|---|---|---|---|---|
| એ | = | a | = | A |
| બી | = | b | = | B |
| સી | = | c | = | C |
| ડી | = | d | = | D |
| ઈ | = | e | = | E |
| એફ | = | f | = | F |

| ગુજરાતી ઉચ્ચાર. | | અંગ્રેજી મુળાક્ષર નાના. | | અંગ્રેજી મુળાક્ષર મોટા. |
|---|---|---|---|---|
| જી | = | g | = | G |
| એઇચ | = | h | = | H |
| આઇ | = | i | = | I |
| જે | = | j | = | J |
| કે | = | k | = | K |
| એલ | = | l | = | L |
| એમ | = | m | = | M |
| એન | = | n | = | N |
| ઓ | = | o | = | O |
| પી | = | p | = | P |
| ક્યુ | = | q | = | Q |
| આર | = | r | = | R |
| એસ | = | s | = | S |
| ટી | = | t | = | T |
| યુ | = | u | = | U |
| વી | = | v | = | V |
| ડબલ્યુ | = | w | = | W |
| એક્ષ | = | x | = | X |
| વાઇ | = | y | = | Y |
| ઝેડ | = | z | = | Z |

આ અક્ષરો સારી રીતે ઓળખી રાખવાની જરૂર છે.

## ૩. અંગ્રેજી સ્વરો.

અંગ્રેજી ભાષામાં સ્વર કયા કયા છે તે નીચે આપ્યા છે, તે મોઢે કરવાની જરૂર છે:—

a, e, i, o, u, y એટલા સ્વર છે.

## ૪. અંગ્રેજી વ્યંજનો.

બાકી બધા, જેવાકે, b, c, d, f, g, h, j, k, l, m, n, p, q, r, s, t, v, w, x, z એ વ્યંજન છે

ગુજરાતી સ્વરો જે અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં અઃ છે, તેવા અંગ્રેજીના a, e, i, o, u, y, છે, અને ગુજરાતીમાં ક, ખ, ગ, ઘ, વગેરે છે, તેવા અંગ્રેજી ઉપર આપેલા b, c, d, f, વગેરે વ્યંજન છે.

એ સ્વર અને વ્યંજન લક્ષમાં રાખ્યા પછી ગુજરાતી કયા વ્યંજન માટે અંગ્રેજી કયો વ્યંજન વપરાય છે, તે નીચે સામ સામો આપ્યું છે.

નીચે વ્યંજનના આખા અક્ષર આપ્યા છે. એ જોડાક્ષર સમજવા નહીં:—

| ગુજરાતી. | અંગ્રેજી. |
|---|---|
| ક | ka અથવા ca |
| ખ | kha |
| ગ | ga |
| ઘ | gha |
| ચ | cha |
| છ | chha |
| જ | ja |
| ઝ | jha |
| ઝ઼ | za |
| ટ | ta |
| ઠ | tha |
| ડ | da |
| ઢ | dha |
| ણ | na |
| ત | ta |
| થ | tha |
| દ | da |
| ધ | dha |

| ગુજરાતી. | અંગ્રેજી. |
|---|---|
| ન | na |
| પ | pa |
| ફ | pha અથવા fa |
| બ | ba |
| ભ | bha |
| મ | ma |
| ય | ya |
| ર | ra |
| લ | la |
| વ | va |
| શ | sha |
| ષ | sha |
| સ | sa |
| હ | ha |
| ળ | la |
| ક્ષ | ksha |
| જ્ઞ | gnya |

એ અક્ષરોમાં છેડે a હોવાથી દરેક આખો સમજવો. એ દરેક અક્ષર મોઢે કરવો. મોઢે કીધેલુંજ આખો ભવ યાદ રહે છે.

## ૫. આખા તથા જોડા અક્ષરો કેમ લખવા.

ઉપર જોતાં માલમ પડશે કે ક ને માટે ka, ખ ને માટે kha, ગ ને માટે ga એ પ્રમાણે છેડે a આવે છે. એ છેડેનો a ન લખતાં ક ને માટે માત્ર k, ખ ને માટે kh, અને ગ ને માટે g એમ લખે તો તે પણ ચાલે, પણ શુદ્ધ રીતે લેતાં k અને a હોય ત્યારેજ આખો ક થાય; એકલો k હોય તો જોડા અક્ષરનો યાને અડધો ક થાય, kh અને a હોય ત્યારેજ આખો ખ થાય, એકલો kh હોય તો ખ આવો અડધો જોડાક્ષરનો ખ થાય, g અને a હોય ત્યારેજ આખો ગ થાય, એકલો g હોય તો ગ આવો અડધો જોડાક્ષરનો ગ થાય, એ પ્રમાણે દરેક વ્યંજનનું સમજવું.

## ૬. જોડાક્ષરના વ્યંજન.

| ગુજરાતી. | અંગ્રેજી. |
|---|---|
| ક્ | k |
| ખ્ | kh |
| ગ્ | g |
| ઘ્ | gh |
| ચ્ | ch |
| છ્ | chh |
| જ્ | j |
| ઝ્ | jh |
| ઝ્ | z |
| ટ્ | t |
| ઠ્ | th |
| ડ્ | d |
| ઢ્ | dh |
| ણ્ | n |
| ત્ | t |
| થ્ | th |
| દ્ | d |
| ધ્ | dh |
| ન્ | n |
| પ્ | p |
| ફ્ | ph અથવા f |
| બ્ | b |
| ભ્ | bh |
| મ્ | m |
| ય્ | y |
| ર્ | r |
| લ્ | l |

| ગુજરાતી | અંગ્રેજી |
|---|---|
| વ | v |
| શ | sh |
| ષ | sh |
| સ | s |
| હ | h |
| ળ | l |
| ક્ષ | ksh |
| જ્ઞ | gny |

એમાં કેટલાક સહેલા અને કેટલાક લગાર ગુચવે એવા છે. કેમકે ઉપલા અક્ષરોમાં ક, ખ, જ, ઝ, ઞ, ટ, ઠ, ડ, ઢ, ણ, ફ, પ, ર, હ, અને જ્ઞ એટલા આખાને આખા રહે છે અને આખાજ જોડાક્ષર તરીકે વપરાય છે.

## ૭. ગુચવણ ભરેલા વ્યંજનો.

એ વ્યંજનોમાં જે લગાર ગુચવણ ભરેલા છે તે નીચે ફરીથી જુદા બતાવ્યા છે. કેમકે બાકીના બધા સરળ છે:—

| ગુજરાતી. | અંગ્રેજી. |
|---|---|
| ખ | kha |
| ગ | ga |
| ઘ | gha |
| ચ | cha |
| છ | chha |
| ઝ | jha |
| ઠ | tha |
| ઢ | dha |
| થ | tha |
| ધ | dha |
| ફ | pha અથવા fa |

| ગુજરાતી | અંગ્રેજી. |
|---|---|
| ભ | bha |
| શ | sha |
| ષ | sha |
| ળ | la |
| ક્ષ | ksha |
| જ્ઞ | gnya |

## ૮. ગુજરાતી તથા અંગ્રેજી સ્વરો.

એ પ્રમાણેનું નજરમાં રાખ્યા પછી નવું જે નજરમાં રાખવાનું છે તે એ કે દરેક ગુજરાતી સ્વર માટે કયો અંગ્રેજી સ્વર વપરાય છે:—

| ગુજરાતી. | સ્વર. | અંગ્રેજી. |
|---|---|---|
| અ | | a |
| આ | ા | á |
| ઇ | િ | i |
| ઈ | ી | ee |
| ઉ | ુ | u |
| ઊ | ૂ | oo |
| એ | ે | e |
| ઐ | ૈ | ai |
| ઓ | ો | o |
| ઔ | ૌ | au |
| અં | ં | an અથવા am |
| અઃ | ઃ | áh |

## ૯. સાદા શબ્દોની જોડણી.

આટલું થયા પછી સાદા શબ્દોનો મહાવરો પાડવાની જરૂર છે:—

સાદા શબ્દો—અ = a ના ઉચ્ચાર.

| | |
|---|---|
| કર | kara |

| | |
|---|---|
| ખર | khara |
| ગર | gara |
| ઘર | ghara |

ઇત્યાદિ

એમાં છેડે a આવ્યો છે તે લખો યા ન લખો તોએ ચાલે. જેમકે;

| | | | |
|---|---|---|---|
| કર | kara | અથવા | kar |
| ખર | khara | „ | khar |
| ગર | gara | „ | gar |
| ઘર | ghara | „ | ghar |
| હમ | hama | „ | ham |

એ બેઉ રીત ચાલે. કન = kana; પણ કન્યા=kanyá એમ લખવું હોય ત્યારે જોડાક્ષરને લીધે n અને y ની વચ્ચેથી a ઉડી જાય છે. તેજ પ્રમાણે લખ = lakha, લખ્યા = lakhyá અહીં જોડાક્ષરને લીધે kh અને y ની વચ્ચેથી એ ઉડી જાય છે. મતલબ કે ક, ખ, ગ, વગેરે દરેક અક્ષર છેડે હોય ત્યાં ka, kha, ga, વગેરે લખવામાં આવે તો ચાલે અને છેડે a ન લખો તોયે ચાલે, પણ વચમાં હોય ત્યાં ક આખો હોય તો ka, ખ આખો હોય ત્યાં kha, ગ આખો હોય ત્યાં ga લખવું, અને વચમાં ક જોડાક્ષર હોય ત્યાં k, ખ જોડાક્ષર હોય ત્યાં kh, ગ જોડાક્ષર હોય ત્યાં g એટલુંજ લખવું. એવા વચમાં આવતા જોડાક્ષરના વ્યંજનની સાથે a લખવો નહીં.

## ૧૦. a ના ઉચ્ચાર.

| | |
|---|---|
| કમ = | kam |
| ખર = | khar |
| ગર = | gar |
| તર = | tar |
| હમ = | ham |

**a નો ઉચ્ચાર અ ક્યારે થાય અને આ ક્યારે થાય તે બાબત સમજુત.**

હવે a નો ઉચ્ચાર અ અને આ અથવા ા એ બેઉ થાય છે, પરંતુ આ અથવા ા શુદ્ધ લખવો હોય છે ત્યારે a સાદાને બદલે આવો á એકસંટવાળો લખાય છે. a નો ઉચ્ચાર અ અને á નો ઉચ્ચાર આ અથવા ા (કાનો) થાય છે એમ સમજવું. પણ તાર મુકવાના કામમાં a (એ) પર તાર ખાતામાં એકસંટ મુકતા નથી. એકસંટ મુકયા વના a નો ઉચ્ચાર આ કરી લેવામાં આવે છે. માટે kam નો ઉચ્ચાર કમ થાય તેમજ kam નો ઉચ્ચાર કામ પણ સમજી લેવામાં આવે છે. પણ જો કોઈએ ' એકસંટ બતાવવાને ખાશ એક અક્ષર વધુ ગણાવ્યો હોય તો ká એવી રીતે a પર એકસંટ મુકી મોકલે છે. બાકી a નો ઉચ્ચાર અ અથવા આ કરવો એ એક સાધારણ વહીવટજ છે.

છેડેના વ્યંજન સાથે સાધારણ રીતે પણ બનતાં સુધી a ઉમેરવાનો વહીવટ નથી. પણ જ્યારે ા કાનો અથવા આ એવું બતાવવું હોય ત્યારેજ છેડે a લખવો જેમકે કિલ્લા=killá અથવા killa.

તેમજ ક્ક, લ્લ, વગેરે બેવડા વ્યંજન હોય ત્યાં kk, ll, એમ અંગ્રેજી બેવડા વ્યંજન મુકાય છે. ક ને માટે અંગ્રેજી k લખાય છે તેમ c પણ લખાયછે—જેમકે કાપડ = kapad અથવા capad; કોણ = kon અથવા con. તેમજ ફ ને માટે ph લખાય છે અને f પણ લખાય છે.

## ૧૧. સાદા શબ્દો—આ અથવા ા = á.

| | |
|---|---|
| કામ = | kám અથવા kam બંન્ને ચાલે. |
| ખાર = | khár અથવા khar ,, |
| ગાર = | gár અથવા gar ,, |
| તાર = | tár અથવા tar ,, |
| હામ = | hám અથવા ham ,, |

**ઉપર અ અને આ એ બે સ્વરોની જોડણી થઇ.**

## ૧૨. સાદા શબ્દો—ઇ અથવા િ = i

| | |
|---|---|
| ગિર | gir |
| જિવ | jiv |
| દિન | din |

સાદા શબ્દો—ઈ અથવા દીર્ઘ ી = ee.

| | |
|---|---|
| કીક | keek |
| છીક | chheek |
| ઠીક | theek |
| તીથી | teethee |

## ૧૩. સાદા શબ્દો—ઉ અથવા હ્રસ્વ ુ = u.

| | |
|---|---|
| કુખ | kukh |
| ખુદ | khud |
| ગુમ | gum |
| તુમ | tum |

સાદા શબ્દો—ઊ અથવા દીર્ઘ ૂ = oo.

| | |
|---|---|
| નૂર | noor |
| દૂર | door |
| પૂર | poor |
| શૂર | shoor |

## ૧૪. સાદા શબ્દો--એ અથવા ે = e.

| | |
|---|---|
| એક | ek |
| છેક | chhek |
| ભેજ | bhej |
| રેલ | rel |

સાદા શબ્દો ઐ અથવા ૈ = ai.

| | |
|---|---|
| પૈ | pai |
| પૈસો | paiso |
| ભૈયો | bhaiyo |
| ઐરય | airya |

## ૧૫ સાદા શબ્દો—ઓ અથવા ો = o.

| | |
|---|---|
| ચોખા | chokha |
| તોલા | tola |
| ખરીદો | khareedo |
| રોકડા | rokda |

સાદા શબ્દો—ઔ અથવા ૌ = au.

| | |
|---|---|
| સૌ | sau |
| ઔષધ | aushadha |
| પૌત્ર | pautra |
| ગૌ = ગઉ | gau |

## ૧૬. સાદા શબ્દો—અં અથવા ં અનુસ્વર = an.

અનુસ્વરને ઠેકાણે n અથવા m લખાય છે.

| | |
|---|---|
| શંકર | shankar (ક કણ્ઠસ્થાની છે માટે ઙ = n) |
| ખંત | khant (ત દંત સ્થાની છે માટે ન = n) |
| કુંભ | kumbh(ભ ઓષ્ટસ્થાની છે માટે મ = m) |

સાદા શબ્દો—આં અથવા ાં અથવા : = an.

ને ઠેકાણે an અથવા am લખાય છે:—

| | |
|---|---|
| ખાંડી | khandee |
| પાંચ | panch |
| માંડું | mandun |
| આંબો | ambo |

ઉપલા a ગમે સાદા લખો અથવા એક્સંટવાળા á લખો તે ચાલે છે. કંઠ, તાલુ, મુરધન્ય, અને દંત સ્થાનના અક્ષરોની પહેલાં અનુસ્વરને

બદલે n અને એોષ્ઠ સ્થાનના અક્ષરની પહેલાં m અનુસ્વરને બદલે લખવાનો નિયમ છે. પરંતુ અનુસ્વર માટે n સાધારણ રીતે ચાલે છે.

## ૧૭. આંકડા.

| | | | |
|---|---|---|---|
| એક | ek | ૧ | 1 |
| બે | be | ૨ | 2 |
| ત્રણ | tran | ૩ | 3 |
| ચાર | char | ૪ | 4 |
| પાંચ | panch | ૫ | 5 |
| છ | chha | ૬ | 6 |
| સાત | sat | ૭ | 7 |
| આઠ | ath | ૮ | 8 |
| નવ | nav | ૯ | 9 |
| દસ | das | ૧૦ | 10 |
| અગિયાર | agiar | ૧૧ | 11 |
| બાર | bar | ૧૨ | 12 |
| તેર | ter | ૧૩ | 13 |
| ચૌદ | chaud | ૧૪ | 14 |
| પંદર | pandar | ૧૫ | 15 |
| સોળ | sol | ૧૬ | 16 |
| સત્તર | sattar | ૧૭ | 17 |
| અઢાર | adhar | ૧૮ | 18 |
| ઓગણીસ | oganees | ૧૯ | 19 |
| વીસ | vees | ૨૦ | 20 |
| ત્રીસ | trees | ૩૦ | 30 |
| ચાલીસ | chalees | ૪૦ | 40 |
| પચાસ | pachas | ૫૦ | 50 |
| સાઠ | sath | ૬૦ | 60 |
| સી-તેર | seetter | ૭૦ | 70 |
| એંસી | ensee | ૮૦ | 80 |
| નેવુ | nevu | ૯૦ | 90 |

| | | | |
|---|---|---|---|
| સો | so | ૧૦૦ | 100 |
| હજાર | hajar | ૧૦૦૦ | 1000 |
| લાખ | lakh અથવા lac | | |
| ક્રોર | cror અથવા kror | | |
| ક્રોડ | crod અથવા krod | | |

આંકડા લખવા કરતાં અક્ષર લખવા એવું ફરમાન છે જેમકે 1000 ને બદલે hajar એવો એક શબ્દ લખવો એ વધારે સારૂં છે.

## ૧૮. અંગ્રેજી કક્કાના પદ.

ગુજરાતી કક્કાના પદ જેણે મોઢે કરેલા હોય તે લખી વાંચી શકે છે તેમ અંગ્રેજી પદ મોઢે કરવાથી હરેક શબ્દ લખી વાંચી શકાશે અને તેથી શરનામા તથા તાર લખવા વાંચવાનું બનશે. નીચલા થોડા મોઢે કરેથી બાકી બધા આવડશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ka | = | ક | kha | = | ખ |
| ká | = | કા | khá | = | ખા |
| ki | = | કિ | khi | = | ખિ |
| kee | = | કી | khee | = | ખી |
| ku | = | કુ | khu | = | ખુ |
| koo | = | કૂ | khoo | = | ખૂ |
| ke | = | કે | khe | = | ખે |
| kai | = | કૈ | khai | = | ખૈ |
| ko | = | કો | kho | = | ખો |
| kau | = | કૌ | khau | = | ખૌ |
| kan | = | કં | khan | = | ખં |
| kan | = | કાં | khan | = | ખાં |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ga | = | ગ | gha | = | ઘ |
| gá | = | ગા | ghá | = | ઘા |
| gi | = | ગિ | ghi | = | ઘિ |
| gee | = | ગી | ghee | = | ઘી |
| gu | = | ગુ | ghu | = | ઘુ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| goo | = | ગૂ | ghoo | = | ઘૂ |
| ge | = | ગે | ghe | = | ઘે |
| gai | = | ગૈ | ghai | = | ઘૈ |
| go | = | ગો | gho | = | ઘો |
| gau | = | ગૌ | ghau | = | ઘૌ |
| gan | = | ગં | ghan | = | ઘં |
| gan | = | ગાં | ghan | = | ઘાં |
| cha | = | ચ | chha | = | છ |
| chá | = | ચા | chhá | = | છા |
| chi | = | ચિ | chhi | = | છિ |
| chee | = | ચી | chhee | = | છી |
| chu | = | ચુ | chhu | = | છુ |
| choo | = | ચૂ | chhoo | = | છૂ |
| che | = | ચે | chhe | = | છે |
| chai | = | ચૈ | chhai | = | છૈ |
| cho | = | ચો | chho | = | છો |
| chau | = | ચૌ | chhau | = | છૌ |
| chan | = | ચં | chhan | = | છં |
| chan | = | ચાં | chhan | = | છાં |
| ta | = | ટ-ત | na | = | ન |
| tá | = | ટા-તા | ná | = | ના |
| ti | = | ટિ-તિ | ni | = | નિ |
| tee | = | ટી-તી | nee | = | ની |
| tu | = | ટુ-તુ | nu | = | નુ |
| too | = | ટૂ-તૂ | noo | = | નૂ |
| te | = | ટે-તે | ne | = | ને |
| tai | = | ટૈ-તૈ | nai | = | નૈ |
| to | = | ટો-તો | no | = | નો |
| tau | = | ટૌ-તૌ | nau | = | નૌ |
| tan | = | ટં-તં | nan | = | નં |
| tan | = | ટાં-તાં | nan | = | નાં |

| | | | | | |
|---|---|---|---|---|---|
| pa | = | પ | ma | = | મ |
| pá | = | પા | má | = | મા |
| pi | = | પિ | mi | = | મિ |
| pee | = | પી | mee | = | મી |
| pu | = | પુ | mu | = | મુ |
| poo | = | પૂ | moo | = | મૂ |
| pe | = | પે | me | = | મે |
| pai | = | પૈ | mai | = | મૈ |
| po | = | પો | mo | = | મો |
| pau | = | પૌ | mau | = | મૌ |
| pan | = | પં | man | = | મં |
| pan | = | પાં | man | = | માં |

એજ પ્રમાણે બીજા અક્ષરોના પદ થાય છે.

## ૧૯. વેપારને લગતા થોડાક શબ્દો.

| | | |
|---|---|---|
| તોલા | — | tola |
| શેર | — | sher |
| મણ | — | man |
| માણી | — | manee |
| કળશી | — | kalshee |
| ખાંડી | — | khandee |
| ભાર | — | bhar |
| બેડીયું | — | bediyun |
| દજન | — | dajan |
| કુંડી | — | kundee |
| સેંકડો | — | senkdo |
| અફીણ | — | afeen |
| રૂ | — | ru |
| કપાસ | — | kapas |

| | | |
|---|---|---|
| કોલસો | — | kolso |
| ચોખા | — | chokha |
| દાળ | — | dal |
| ભાત | — | bhat |
| જાર | — | jar |
| નાગલી | — | nagli |
| ચણા | — | chana |
| તુવેર | — | tuver |
| તલ | — | tal |
| ઘી | — | ghee |
| તેલ | — | tel |
| દીવેલ | — | deevel |
| રૂપીઆ | — | rupeea |
| આના | — | anna |
| પાઇ | — | pai |
| પુર | — | pur |
| પુરા | — | pura |
| આબાદ | — | abad |
| ગંજ | — | ganj |
| ગઢ | — | gadh |
| નગર | — | nagar |
| કિલ્લા | — | killa |
| જી | — | jee |
| શાહ | — | shah |
| જંગ | — | jang |
| બક્ષ | — | baksh |
| અસ્પ | — | asp |
| સેન | — | sen |
| સિંગ | — | sing |

| | | |
|---|---|---|
| સિંહ | — | sinh |
| પ્રસાદ | — | prasad |
| દાસ | — | das |
| રામ | — | ram |
| શંકર | — | shankar |
| ચંદ | — | chand |
| લાલ | — | lal |

| | | |
|---|---|---|
| તાર | — | tar |
| કાલે | — | kale |
| આજે | — | aje |
| આવતી | — | avti |
| ગઇ | — | gai |
| ખરીદી | — | khareedee |
| વેચાણ | — | vechan |
| તાકીદે | — | takeede |
| ગયા | — | gaya |
| થા | — | tha |

| | | |
|---|---|---|
| પિતુ | — | pitru |
| દાદા | — | dada |
| મા | — | ma |
| બાપ | — | bap |
| કાકો | — | kako |
| કાકી | — | kaki |
| મામો | — | mamo |
| મામી | — | mamee |
| ફુવો | — | fuvo |
| ફુઇ | — | fui |
| માસો | — | maso |
| માસી | — | masee |

| | | |
|---|---|---|
| છોકરી | — | chhokree |
| દીકરી | — | deekree |
| કન્યા | — | kanya |
| છોકરો | — | chhokro |
| દીકરો | — | deekro |
| પુત્ર | — | putra |
| બેટો | — | beto |
| દત્તક | — | dattak |
| સાસરૂં | — | sasrun |
| વહેવાઇ | — | vehvai |
| સસરો | — | sasaro |
| સાસુ | — | sasu |
| વહુ | — | vahu |
| ધણી | — | dhanee |
| જમાઇ | — | jamai |
| ભાણેજ | — | bhanej |
| ભત્રિજો | — | bhatrijo |
| ભાભિ | — | bhabhi |
| સાળો | — | salo |
| સાળી | — | salee |
| બનેવી | — | banevee |
| જેઠ | — | jeth |
| દેર | — | der |
| નણંદ | — | nanand |
| નણંદોઇ | — | nanandoi |
| સાહડુ | — | sahdu |
| પિત્રાઇ | — | pitrai |
| મસીઆઇ | — | maseeai |
| ફુયાઇ | — | fuyai |

ઉપલા સગાઇના શબ્દો ગુજરાતી ભાશામાં દરેક છે. તેથી તારમાં તે એકેજ શબ્દ ગણાય. પણ એમાંના ઘણાખરા શબ્દો માટે અંગ્રેજીમાં એકેકો

શબ્દ નથી તેથી ભત્રિજાને બદલે ભાણેજ અને ભાણેજને બદલે ભત્રિજો થઇ જાય છે. ગુજરાતીમાં સાસરૂં, વહેવાઇ, સસરો, નણંદોઈ, વગેરે વગેરે શબ્દછે, પણ તેનું અંગ્રેજી કરવું હોય તો એકના અનેક શબ્દ વાપરે ત્યારે તેની સમજ પડે, કે સાળો કે બનેવી. તેવુંજ વહેવાઈ કે વહેવાણ, નણંદ કે નણદોઇ.

વિશેષનામ પહેલું હોય કે વચમાં હોય તોપણ તેનો પહેલો અક્ષર મોટો યાને કેપીટલ લખવાની અંગ્રેજી ભાશાની રૂઢી છે.

પરંતુ તારના લખાણમાં કેપિટલ અક્ષર વાપરતા નથી, નાના અક્ષરોજ લખાય છે.

અંગ્રેજી ભાશામાં છાપેલા અક્ષરો અને લખેલા અક્ષરોમાં ફેર છે. લખવાના અક્ષરો પણ બે જાતના છે, તે બે જાતમાં નાના "સ્મોલ" અને મોટા "કેપિટલ" કહેવાય છે. તે નીચે આપ્યા છે:—

## ૨૦. અંગ્રેજી લખવાના સુબાક્ષર.

| | મોટા ( કેપિટલ ) | નાના ( સ્મોલ ) |
|---|---|---|
| એ | *A* | *a* |
| બી | *B* | *b* |
| સી | *C* | *c* |
| ડી | *D* | *d* |
| ઇ | *E* | *e* |
| એફ | *F* | *f* |
| જી | *G* | *g* |
| એઇચ | *H* | *h* |

| | મોટા ( કેપિટલ ) | નાના ( સ્મોલ ) |
|---|---|---|
| આઈ | *I* | *i* |
| જે | *J* | *j* |
| કે | *K* | *k* |
| એલ | *L* | *l* |
| એમ | *M* | *m* |
| એન | *N* | *n* |
| ઓ | *O* | *o* |
| પી | *P* | *p* |
| કયુ | *Q* | *q* |
| આર | *R* | *r* |
| એસ | *S* | *s* |
| ટી | *T* | *t* |
| યુ | *U* | *u* |
| ઉવી | *V* | *v* |

| | મોટા ( કેપિટલ ) | નાના ( સ્મોલ ) |
|---|---|---|
| ડબલ્યુ | W | w |
| એક્ષ | X | x |
| વાઇ | Y | y |
| ઝેડ | Z | z |

**આંકડા નીચે મુજબ છે:—**

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **ગુજરાતી આંકડા**— | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| **અંગ્રેજી છાપેલા** — | 1 | 2 | 3 | 4 | 5 | 6 | 7 | 8 | 9 | 10 |
| **અંગ્રેજી લખવાના**— | 1 | 2 | 3 | 4 | 5 | 6 | 7 | 8 | 9 | 10 |

ઉપર બે જાતના અક્ષર છે. નાના અને મોટા. એ અક્ષરો પ્રથમ ઓળખતાં શીખવા અને પાકી રીતે નજરમાં ઉતારી લઇ તેવા અક્ષર લખલખ કરવાથી આવડી જાય છે. તાર લખવામાં મોટા અક્ષર વાપરતા નથી. છતાં મોટો લખાય તો તેમાં ખોટું પણ નથી. જોકે એક નીયમ તરીકે માણસો અને ઠેકાણાના નામનો પહેલો અક્ષર મોટોજ લખાય છે. પણ તારમાં તે પહેલો અક્ષર મોટો લખવાની જરૂર પડતી નથી. બધાજ અક્ષર નાના ચાલે છે તેથી ખાસ કરીને એ નાના ૨૬ અક્ષરો જો પાકા રીત નજરમાં રાખીને પછી લખલખ કરી સારા કરયા હોય તો તેટલા ૨૬ અક્ષરજ બધે ખપમાં આવે છે.

## સારા અક્ષરના ફાયદા.

### કોપી લખી અક્ષર સુધારવાની જરૂર.

નીચે જે બે નમુના આપ્યા છે તે પ્રમાણે અક્ષરો લખ લખ કરીને સુધારવાની જરૂર છે. જેમ વધુ લખવામા આવશે તેમ વધુ સુધરતા જશે

*A B C D E F G H I*

*J K L M N O P Q*

*R S T U V W X Y Z*

**નાના (સ્મોલ)ના નમુના નીચે મુજબ છેઃ—**

a b c d e f g h i j k l m

n o p q r s t u v w x y z

abcdefghijklmnopqrstuvwxyz

1 2 3 4 5 6 7 8 9 10

ઉપર (કેપિટલ) મોટા અને (સ્મોલ) નાના અક્ષરો છે. કોરા કાગળની ચોપડી બાંધી તે ઉપર સીસાપેને આંકણી વતી લીટી દોરી, લીટીનો ઉપર એ અક્ષરો કોપિ લખે તેમ લખી સુધારવાની જરૂર છે. ગુજરાતી અક્ષરો લીટીની નીચે લખાય છે, પણ અંગ્રેજી ઉપર લખાય. જયારે છુટા છુટા અક્ષરો લખાયા પછી સારા થાય ત્યારે છેવટે abc જોડીને જેમ છેલ્લી લીટી લખી છે, તેવી જોડેલી લખવાની શરૂ કરવી તે વધારે સારૂં છે. જેમ લખ્ખ લખ લખ થશે તેમ અક્ષરો વધારે સારા થતા જશે.

અંગ્રેજી અક્ષર લખનારા પ્રથમ જેતે એકજ જાતના વલણ પ્રમાણે લખી તેને તે વલણ ચાલુ રાખે તો અક્ષર સુધરે. પણ જે ડામાડોળ મન રાખી જુદા જુદા વલણના અક્ષરો લખવાનો લોભ રાખે તેના અક્ષરો સુધરવાને બદલે બગડી જાય, માટે એકજ વલણના અક્ષર ઘુંટ ઘુંટ કરી તે વપરાતા રાખવાની જરૂર છે. જેઓ અંગ્રેજી ભાષા શીખી શકયા નથી અને અક્ષર પણ સારા લખી શકતા નથી, તેઓની મહેનત તથા ખરચ પાણીમાં ગયાં છે, પણ અંગ્રેજી શીખવામાં નીશફળ ગયલા છતાં, જેઓ અક્ષર સારા લખનારા હોય છે તેઓને તાબડતોબ નોકરીઓ મળે છે અને તેમાંથી અનુભવી થતાં થતાં, આગળનો થોડો ઘણો ભંડોળ હોય તે આપોઆપ તાજો થયાથી, જાણે અંગ્રેજી સારૂં શીખેલા હોય તેવી રીતે ઇજત આબરૂથી ઠેકાણે પડી પોતાનો નીરવાહ ચલાવે છે. સારા અક્ષર એ એક માણસ સારો હોવાની નીશાણી છે વાંકાચુકા અક્ષર એ એક ડામાડોળ મનનો હોવાની નીશાની ગણવામાં આવે છે. પ્રથમ ખપ અક્ષરનો પડે છે. બીજા ભંડોળનો ખપ ત્યાર પછી પડે છે.

ઉપર અક્ષરોની સાથે, આંકડા આપ્યા છે તે પણ કોપી લખે તેમ લખ લખ કરી સુધારી સારા લખવાની જરૂર છે.

## ૨૧. તારના નમુના.

એવા તાર લખતાં એક વાત લક્ષમાં રાખવાની છે. શહેરો, ગામો, વગેરેની જોડણી નામદાર સરકારના તાર ખાતાંએ નક્કી કરી એકજ નીયમની કરી રાખી છે અને આખા દેશના પ્રાંતો, શહેરો, વગેરે કેવી જોડણીથી લખવાં તે સરકારી ટેલિગ્રાફ ગાઇડમાં આપવામાં આવે છે, તે મુજબની જોડણી લખાઇ હોય તો વધારે સારૂં.

તેટલા માટે હીંદ અને બ્રહ્મદેશનાં મુખ્ય મુખ્ય પ્રાંતો, શહેરો અને કસ્બાના નામની જોડણી ગાઇડ પ્રમાણે આગળ જતાં આપી છે.

# તારનો નમુનો

એક્ષપ્રેસ. ( તાકિદનો. )

સુરા દેવા

વેપારી નંબર ૫.

માંગલોર, મદરાસ.

નિમકનો કર તદન નીકળી જવાનો છે તમામ વેચી દેજો.

દેવા નામુ.

---

( મોકલનારની સહી તથા સરનામું. ) દેવા નામુ, સિમલા.

---

express.

sura deva

veparee nambar 5

mangalore madras

nimakna kar taddan neeklee javana chhe tamam vechee deja

deva namu

---

deva namu, simla

ઉપર પ્રમાણે લખી સહી કરી બીડીને મોકલેલા તારની અંદરનો મતલબ સુરા અને દેવા એ બે બાપ દીકરા ઉપરાંત ત્રીજાના જાણ્યામાં આવે નહીં.

કેટલાક તાર એવા હોય છે કે, જેમાં એવા શબ્દો લખવાની જરૂર પડે કે જેનો અંગ્રેજી ભાષામાં શબ્દ જડતો નથી. તે વેળા કાંઇનું કાંઇ થાય છે. તેથી અંગ્રેજીમાં લખ્યા છતાં તેની સાથે વળી પાછો ગુજરાતી બોલ લખવો પડે છે અથવા નહીં તો અંગ્રેજી શબ્દ પડતો મુકી ગુજરાતીજ લખવો પડે છે ત્યારે અડધું અંગ્રેજી અને અડધું ગુજરાતી એવું ખીચડું થઈ જાય છે, વખતે તેમાંથી બગાડ ઉભો થાય છે અથવા નહીં તો પાછો તાર મુકાવી બેવડા ખરચમાં ઉતરવું પડે છે. તે ગુચવણ અને ખરચ ઉગારવાના ખંતીઓને માટે નીચે મુજબના તારના નમુના ઉપયોગી છે.

અગાઉ તારમાં એક હાથપર મોકલનારનું અને તેની સામે તાર લેનારનું નામ ઠામ લખાતું. હવે તે નમુનો બદલાયો છે. હવે જે ઠેકાણે તાર મુકવો હોય તેજ ઠેકાણા તથા માણસનું નામ તથા તેનું સરનામું લખવાનો નિયમ છે. તે લખતાં પ્રથમ નામ, તેની નીચેની લીટીએ વીગતવાર સરનામું અને તેની નીચેની લીટીએ ઠેકાણાનું નામ લખાય છે અને તેની નીચે જે હકીકત લખવી હોય તે લખે છે. અને પછી જો મોકલનાર ધણીનું નામ મોકલવું હોય તો નીચેથી દુર તે નામ લખવું. અને નમુનામાં બતાવ્યા મુજબ આડી લીટી દોરીને મોકલનારે પોતાની સહી કરીને ઠેકાણું લખવું. આ આડી લીટીની નીચે જેજે લખ્યું હોય તે તારમાં જતું નથી તેમ તેનું દામ ગણાતુ નથી.

એક્ષપ્રેસ. (તાકિદનો)

ગુલાબ જોગિ

બરહાનપુરિ ભાગોળ

સુરત

ફિટફાફડા એખરા નિરગુંદી સિપસ્તાંન પ્રેસાઓશાન મણ મણ જલદિ મોકલો.

ભિખુ ઝવેર

(મોકલનારની સહી તથા સરનામુ') ભિખુ ઝવેર, લાહોર.

express

gulab jogi

barhanpuri bhagol

surat

fitfafda ekhra nirgundee sipastan presaashan man man jaldi makala

bhikhu zaver

bhikhu zaver, lahore

# લખાણુમાં આવતાં ચીન્હો.

લખાણુમાં , (અલ્પ વીરામ), ; ( અર્ધ વીરામ ), . ( પુર્ણ વીરામ ), : (વીરામ). ? ( સવાલનું ચિન્હ ), — ( ડેશ ), - ( હાઈફન ), એવાં એવાં ચિન્હો લખાય છે તે પ્રમાણેજ તાર મુકાવવો હોય તો, દરેક ચિન્હનો એકેકો શબ્દ ગણે છે. તેથી એવાં ચિન્હ ખરી જરૂર વગર તારમાં લખવામાં આવતાં નથી.

એક્ષપ્રેસ. (તાકિદનો)
કુબેર મોતી
હિંદુ મોહોલ્લો
ઇન્ડોર

દેવિના નણંદવઇના તથા મારા સહાડુની છોકરીના લગ્ન ચોથને દિને નિરધારયા છે. તાકિદે પધારશો.

(મોકલનારની સહી તથા સરનામું) ઘેલુ મોતી, સુરત.

express

kuber motee

hindu mahalla

indore

devina nanandvaina tatha mara sahadunee chhakareena lagna chathne dine nirdharya chhe takide padharsha

ghelu mati, surat

સંસારમાં અકસ્માત, મુશ્કેલી, આફ્ત અને જંજાળો એટલી બધી રહેલી છે કે કેટલીક વાર એથી ત્રીજો નહીં જાણે એવી રીતે લખવાની જરૂર નીકળી આવે છે. તે વાત ત્રીજાને કાને ગયાથી તે આફતમાં ઘટાડો કરવા જતાં વધારો થઇ પડે છે. તે જોખમ છે. તેથી ડરીને બીજા પાસે લખાવી શકાતુ નથી માટે દરેક માણસ પાસે પોતાનીજ કલમ હોય તો ગમે તે વેળા તે પોતાની કલમથી અકસ્માત, મુશ્કેલી કે આફત સાચવી લે. એવા વખતમાં આ રીત ઉપયોગી છે અને તે બધી વાત લક્ષમાં લઇ સરકારે દેશી ભાષા અને અંગ્રેજી લીપીમાં લખવાની છુટ મુકી છે. એ કામ સારૂં કરયું છે. પછી લોકો તેનો ઉપયોગ ન કરે, અને ભરમ ઉંઘાડો પડે યા મુશ્કેલી વધે તેમાં કસુર તેમનીજ ગણાય.

એક્ષપ્રેસ. ( તાકિદનો. )

નુરૂદીન ઈસમાઇલ

બોરા બજાર

મુંબઇ

ઉઘરાણિ કાઢીલો દફતર લઇ એકદમ છટકી આવો બંદોબસ્ત થશે

( મોકલનારની સહી તથા સરનામું. ) ગોરૂ હુસેન, દમન.

express.

murudeen ismail

bara bazar

bambay

ughrani kadheela daftar lai ekdam chhatkee ava bandabast thase

goru husen, daman.

ભરતખંડમાં પાંચ લાખ ગામો છે. કોઇક ગામોમાં એક પણ અંગ્રેજી જાણનાર હોતો નથી. તેની પાસેની તાર ઑફિસમાં એકાદ બે કામદારો હોય તેઓ તાર મુકાવનારની દેશી ભાષા સમજતા નથી. ત્યાં આ તરફના અને આ ભાષા બોલનારાને અટકાવ સટકાવે દુરના કસ્બા લગી જવું પડે ત્યાં આ અંગ્રેજી લીપીના તાર ઉપયોગી છે. વિશેશે કરી મહમદન, વોરા, મારવાડી વગેરે દુકાનદાર યા વેપારીઓ લગભગ દરેક ગામમાં છુટા છવાયા હોય, તેવાઓને, શુદ્ધ અંગ્રેજી ભાષા આખા દેશમાં ફેલાયા પહેલાં, આ જ્ઞાન ખપનું થઇ પડશે. શુદ્ધ અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવું સહેલું કે સસ્તું નથી. તે દીનપર દીન અઘરૂં અને મોઘું થતું જવાનો સંભવ છે અને તે ગામેગામ ફેલાતાં મુદ્દત વહી જશે. તેટલાં અંગ્રેજી લીપીના જ્ઞાનથી કામ ચાલે.

એક્ષપ્રેસ. (તાકિદનો)

ફરામજી બમનજી રાગી

પેશાવર

લખાય નહિ એવું છે એકદમ આવો.

(મોકલનારની સહી તથા સરનામું) ટેહમુલજી દોસાભાઇ ભરૂચ.

express

faramjee bamanjee ragee

peshavar

lakhae nahi evum chhe ekdam ava

tehmuljee dosabhai, broach.

અંગ્રેજી લીપી અને હિંદુસ્તાની ભાષાનું લખાણ હિંદીવાનોજ નહીં પણ યુરોપિયનો પણ વાંચી લખી તથા સમજી શકે છે. તેથી હિંદુસ્તાની ભાષામાં લખેલું વધારે સહેલું પડે, કેમકે ગુજરાતી, મરાઠી કે સીંધી ભાષા એક પંજાબી કે પરદેશી સમજી શકતો નથી, પણ હિંદુસ્તાની ભાષા અંગ્રેજી લીપીમાં લખાયલી ગુજરાતી, મરાઠી અથવા સીંધી જેટલી સહેલાઇથી વાંચી તથા સમજી શકે તેટલી સહેલાઇથી અંગ્રેજી લીપીમાં પણ ગુજરાતી કે મરાઠી ભાષામાં લખેલું ગુજરાત કે મહારાષ્ટ બહારનાઓ વાંચી તથા સમજી શકે નહીં. તે કારણથી આ નમુના અંગ્રેજી લીપી તથા હીંદુસ્તાની ભાષામાં આપ્યા છે. સઘળા દેશી તથા પરદેશીઓને સામાન્ય રીતે અંગ્રેજી લીપી અને હિંદુસ્તાની ભાષા અનુકુળ પડે. આખા દેશમાં રાજકર્ત્તાની અંગ્રેજી લીપી તથા અંગ્રેજી ભાષા ફેલાતાં લગી રાજકર્ત્તાની અંગ્રેજી લીપી અને દેશની હીંદુસ્તાની ભાષા એજ વચલો રસ્તો છે. કેમકે ઉરદુ લીપી હીંદુઓને અનુકુળ નથી, તેમ દેવનગરી લીપી મહમદનોને અનુકુળ નથી.

એક્ષપ્રેસ. ( તાકિદકા. )

કુટુબ્બુદિન હુશેન

બેપારી

મોલમીન બરમાહ

ચાવલ મત ભેજો બરસાત હુવા.

(મોકલનારની સહી તથા સરનામું.) નુરખાં હુશેન સુરત.

express.

kootubbudin husen

beparee

moulmein, burmah

chawal mat bheja barsat huwa

murkhan husen surat.

એક્ષપ્રેસ ( તાકિદકા )

નસરૂલ્લાખાન જાફરખાન

રાણીતળાવ, સુરત

આજ ચાંદ હુવા.

(મોકલનારની સહી તથા સરનામું.) જમાલુદ્દીન અહમદ, કલકતા.

express

nasrullakhan japharkhan

raneetalao, surat

aj chand huva

jamaludeen ahmad, calcutta

# છાપામાં મોકલવાના રપોટનો નમુનો.

હીંદુસ્તાનીમાં અપાયલું ભાષણ દેશીઓ તેમજ યુરોપીયનો ઘણુંખરા સઘળા સમજી શકે છે. તેવા એકાદ ભાષણનો રપોટ એક શહેરથી બીજે શહેરનાં વર્તમાન પત્રમાં છાપવાને તાર કરવો હોય છે ત્યારે તેનો તરજુમો અંગ્રેજીમાં કરતાં, ભાષણ કર્તાનો હેતુ બરાબર જળવાતો નથી. વળી તેજ અંગ્રેજીનું પાછું હીંદુસ્તાની કરનાર તરજુમો કરે તેમાં તે હેતુ વધારે બદલાઇ જવાનો જરૂર સંભવ છે, તેથી જો હીંદુસ્તાનીમાં અપાયલાં ભાષણનો તાર અંગ્રેજી લીપીમાં મોકલ્યો હોય તો તે ભાષણ કર્તાના જે શબ્દો, જમક વગેરે હોય તે આબેહુબ વર્તમાન પત્રમાં આવી શકે છે. તે નીચે પ્રમાણેઃ—

## અંગ્રેજ સરકારકા ઉપકાર.

જો સુખ હમ લોગોકે ઇસ રાજયમે અરથાત ન્યાયશીલ ગવરમેંટ રાજયમેં પ્રાપ્ત હો, રહા હય, વહ શાયત કમી મીલા હો, પરંતુ પ્રાચીન ઇતીહાસો દવારા અન્યાયી રાજાઓસે દુખો હુવા સો વીદીત હયે. કીતની દેવ મુરતીઆં તોડી ગઇ, કીતનેહી મંદીર ફોડે ગયે, ચોર ડાકુઓસે તો હમેશે કલેશહી પાતે રહે...જહાંપર અન્ન જળકી કઠણાઇયાં પડતીથી, વહાં શેહેર બાઝાર દેખનેમે આતે હયે, કંઇ મહીનોમે જહાં દુખ ઉઠાકર પહુંચતે થે, વહાં ચાર દીનમે સુખ પુરવક પહોંચ જાતે હયે. ઇસ હેતુકે મહાત્માઓ! આપ લોગ અપને સુખદાતા, દેશાધીપતી સરકારકે સદઇવ શુભચીંતક તત્ર મેં રહેના, કયોં કે આજ તક આપ સંત સમાજ રાજભકત હી થે અઉર રાજભકતહી રહેના ચાહીએ...યહ સબ ઉપકાર બ્રીટીશ સરકારકા હમ લોગ કભી ભુલનેવાલે નહીં હય.

## Angrej Sarkárká upkár.

jo sukh ham logoke ees rájme arthát nyaesheel government rájme prapta ho rahá haye, vaha sháyat kami meelá ho, parantu prácheen itiháso dwára anyai rajaose dukho huvá so veedeet haye. keetni dev moortián todi gai, keetne hee mandeer fode gaye chor dákuosen to hameshe kleshahi páte rahe... jahánpar anna jalkee kathanáiyán padteethee, vahán

sheher bázár dekhaneme áte haye, kain maheenome jahán dukha uthákar pahunchate the, vahán chár deenme sukh purvak pahonch játe haye. ees hetuke mahtamao ! áp log, apne sukhdátá deshádhipati sarkárke sadaiv subhchintak tavme rahená, kayunke ájtak áp sant samáj rájbhakta hee the, aoor rájbhakt hee rehaná cháheeye...yeh sab upkár British sar kárká ham loga kabhee bhoolneväle nahi haye.

## ટેલીગ્રાફ ગાઇડના અગત્યના ધારા યાને રૂલો.

રૂલ ૧—હીંદુસ્તાનમાં તાર ઓફીસો મધે તાર ખાતાની અને પોસ્ટ ખાતાની એ સરકારી તાર ઓફીસો છે.

રૂલ ૨—સેકશન ૬ માં બતાવેલી ઓફીસોની સામે બતાવેલા કલાક મુજબ તાર લેવામાં આવે છે. (સરકારી ગાઇડમાં વીગત છે.)

રૂલ ૪—તાર લખવાના છાપેલા ફારમો દરેક તાર ઓફીસમાંથી મફત આપવામાં આવે છે.

રૂલ ૫—ઇલાકાના શહેરો અને રંગુન શીવાયની તાર ઓફીસોમાં ગુજરાતી તારનો અંગ્રેજીમાં અને અંગ્રેજી તારનો ગુજરાતીમાં તરજુમો કરાવી આપવાની દરેક બનતી મદદ આપવામાં આવે છે.

રૂલ ૮—તારની શુદ્ધતાની જામીનગીરી આપી શકાતી નથી અને નહીં પહોંચે, ભુલ હોય અથવા ઢીલ થાય તેનો જોખમ મુકનાર તથા લેનારને માથે છે.

રૂલ ૯—ઉકલે એવું સારી ગોઠવણનું લખાણ—તાર મોકલવામાં શુદ્ધતા અને ઝડપ જોઇતી હોય તો તાર મોકલનારે છાપેલા ફારમ પર વગર ભુલ ચુકના અને ઉકલે એવા ચોખ્ખા અક્ષરે લખવું.

રૂલ ૧૫—દેખઇતી રીતે ભય પમાડનારા યા વાંધાભરેલા તાર લેવાની તાર ઓફીસોને મનાઇ કરવામાં આવી છે.

રૂલ ૧૮—(અ) સરળ ભાષા તે કે જે અંગ્રેજી યા કોઈ પરદેશી ભાષામાં અથવા હીંદુસ્તાનની કોઇબી ભાષામાં લખ્યું હોય.

(એચ) દશથી વધુ અક્ષરો જે શબ્દમાં હોય તે બે શબ્દ ગણાય છે.

રૂલ ૧૯—છેકા ઇ૦ દરેક ઉમેરો, સંબંધ, છેકા અથવા અક્ષર પર બીજો અક્ષર ફેરવ્યો હોય ત્યાં મોકલનારે કે તેના પ્રતીનીધીએ પોતાની સહી મુકવી જોઇએ.

રૂલ ૨૪—સરનામું—જે ઓફીસે તાર કરવો હોય તે ઓફીસનું નામ, તાર લેનારનું નામ, દરજ્જો તથા સરનામું અને મોકલનારને ગમે તો તેનું પોતાનું નામ, દરજ્જો, યા સરનામું એટલું સરનામું છે. જે તાર ઓફીસે મોકલવો હોય તેના ગમે તે બોલ હોય તો પણ તાર ઓફીસના લીસ્ટ મુજબ જો તે ઠેકાણાની જોડણી લખી હશે તો એકજ શબ્દ ગણાશે. દાખલા તરીકે, મલીઆ હટીના બી. જી. જે. પી. એ બધા શબ્દોનો એકજ શબ્દ ગણાશે.

રૂલ ૨૫—શોધખોળ કે પુછપરછ વગર પહોંચાડી શકાય એટલી અગતની સઘળી વીગતો સરનામા પર જોઇએ.

રૂલ ૨૬—મોટા કસ્બાઓમાં સરનામા પર મોહલ્લાઓનું નામ, ઘરનો નંબર. નંબર ન મળે તો લેનારના ધંધા ધાપાની કે કોઇ બીજી ઇંધાની લખવી.

રૂલ ૨૭—નાના કસ્બામાં પણ વીશેષ નામ બદલાયું હોય તેને માટે વધુ વીગતો રહેવી જોઇએ.

રૂલ ૨૮—જયારે કોઈ બીજાની મારફતે તાર મોકલવો હોય ત્યારે "મારફત" શબ્દ પ્રથમ લખવો.

રૂલ ૨૯—અધુરૂં સરનામું—ઉપલી કલમ મુજબ વીગતો ન હોય તોએ મોકલનારને જોખમે તાર મોકલવામાં આવશે.

રૂલ ૩૦—તાર મુકાયા પછી બદલાશે નહીં.

રૂલ ૩૧—સંક્ષેપ સરનામાં—તાર ઓફીસ સાથે લેનારે ગોઠવણ કરી હશે તેનાજ તાર સંક્ષેપ સરનામે મળશે.

રૂલ ૩૪—ખાનગી તારમાં એકવાર ૫૦૦થી વધુ શબ્દ લેવાતા નથી.

રૂલ ૩૫—તારની નીચે મોકલનારની સહી લખવી જોઈએ.

## તારના દર.

૫૯—તારના બે વર્ગ છે-એક્ષપ્રેસ અને ઓરડીનરી. હીંદુસ્તાન અને બ્રહ્મદેશની તાર ઓફીસો વચ્ચે મોકલવાના તારનો દર નીચે મુજબ છેઃ—

એક્ષપ્રેસ તારના ૧૨ શબ્દ સુધી રૂ૦ ૧, પછી દરેક વધુ શબ્દે ૨ આના લેવાય છે. સરનામાના શબ્દો પણ ગણી લીધામાં આવે છે.

આરડીનરી તારના ૧૨ શબ્દ સુધીના આના ૬, પછી દરેક વધુ શબ્દે અરધો આનો લેવાય છે. સરનામાના શબ્દો પણ ગણી લીધામાં આવે છે.

૬૧. એક્ષપ્રેસ તાર ઓરડીનરી કરતાં પહેલા મોકલવામાં આવે છે અને તે દહાડે કે રાત્રે પહોંચાડવામાં આવે છે.

૬૨. ઓરડીનરી તાર એક્ષપ્રેસ મુકાઇ રહ્યા પછી વારી મુજબ મુકાય છે અને મલ્યા પછી કલાક ૬ તથા ઓફીસ બંધ થવાના વખત વચે પહોંચાડવામાં આવે છે, પણ ૨૩ કલાકથી વધુ મોડું થતું નથી.

૬૩. ઓરડીનરી તાર રવીવારે અને ક્રીસ્તમસડે, ન્યુઈયર્સડે, ગુડફ્રાઈડે તથા રાજાની જન્મગાંઠ એ ચાર મુખ્ય દિવસે લેવામાં આવતા નથી.

૬૪. ફી રોકડ અથવા પોસ્ટેજ સ્ટાંપથી લીધામાં આવે છે, તાર કયા વરગનો છે તે લખ્યું ન હશે ત્યારે તે ઓરડીનરી તરીકે ગણવામાં આવશે.

૭૯. ૫ માઇલ લગી કશી ફી વના પહોંચાડવામાં આવે

છે. લેનારનું રહેઠાણુ તે કરતાં વધુ દુર તાર ઓફીસથી હોય તો તે પોસ્ટમાં પહોંચાડવામાં અથવા મોકલનાર નાણું આપી ગોઠવણ કરે તે રીતે પહોંચાડવામાં આવે છે.

૮૦. હરેક તાર નામવાલા ધણીને અથવા તેના કુટુંબના પુખ્ત ઉમરના સખસને અથવા તેની નોકરીમાંના હરેક સખસને આપવામાં આવશે. પણ નામ ધણીનેજ આપવો એવું લખી મોકલ્યું હોય ત્યાં તેનેજ હાથોહાથ પહોંચાડશે.

૮૫. વળતો જવાબ પાંચ મીનીટની અંદર આપશે તો તાર લાવનાર સીપાઇ તે લઇ જશે.

૮૯. તાર લેનાર બેરીંગ ચારજીસ ન આપે તો તે મોકલનાર પાસેથી લેવામાં આવશે.

૯૧. બીન ધણીઆતા તાર બે અઠવાડીયાંથી વધુ વહેંચનારી ઓફીસમાં રહેશે નહીં.

૯૩. તારનો જવાબ માંગવા માટે ૬ આનાથી ઓછી ફી લેવામાં આવતી નથી. જવાબ માટે રીપ્લાઈ પ્રીપેડ એવું લખવું.

૯૫. છ આના કરતાં વધુ શબ્દો હોય તો તેની ફી મોકલનાર આપે ત્યારે તે મોકલવામાં આવશે.

૯૬. જવાબના પઇશા આપેલા હોય તે જવાબ બે મહીના સુધીમાં મોકલી શકાશે.

૯૭. તાર લેનાર પ્રીપેડનો ફોરમ વાપરે નહીં તો તે પઇસા આપનાર ધણીને તે પઇસા પાછા મળશે.

૧૦૦. પઇસા આગળથી ભરયાથી જવાબ મોકલનારે જવાબ મોકલવોજ જોઇએ એવું ફરજયાત નથી.

### ૧૨૯. પ્રેસ ટેલીગ્રામનો દર નીચે મુજબ.

એક્ષપ્રેસ તારમાં ૪૮ શબ્દોનો રૂપીઓ એક, પછી દરેક શબ્દે બે આના વધુ—સરનામું ફ્રી.

ઓરડીનરી તારમાં ૪૮ શબ્દોના ૮ આના, પછી દરેક શબ્દે એક આનો વધુ—સરનામું ફ્રી.

૧૩૧ ડીરેકટર જનરલે રેજીસ્ટર કરેલા છાપાવાલાનાજ તાર લેવામાં આવશે. તે માટે બોંબે સરકલના ડીરેકટર સાથે પત્ર વહેવાર ચાલશે. એવાં છાપાનું લીસ્ટ ટેલીગ્રાફ ગાઇડમાં પ્રસિદ્ધ થતું રહેશે.

૩૩૪. (૮) પ્રેસ ટેલીગ્રામ અંગ્રેજીમાં અથવા મોકલનાર કે લેનાર દેશની કોઇબી દેશી ભાષામાં લખી મોકલી શકાશે. માત્ર લીપી–અક્ષર–અંગ્રેજી જોઇએ. બાકી મતલબની આખી ઈબારત દેશી ભાષામાં ચાલશે.

પરદેશના તાર પણ દેશી ભાષામાં પણ અંગ્રેજી લીપીમાં લખે તો તે ચાલે છે.

**પરદેશના તારના દરેક શબ્દનો દરઃ—**

| | |
|---|---|
| હીંદ અને એડન વચ્ચે | રૂ ૧– ૦–૦ |
| હીંદ અને સીલોન વચ્ચે | ૦– ૩–૦ |
| હીંદ અને અમોય વચ્ચે | ૦–૧૩–૦ |
| „ કુચાઉ „ | ૦–૧૩–૦ |
| „ હોંગકોંગ „ | ૦–૧૩–૦ |
| „ શેંઘાઇ | ૦–૧૩–૦ |
| „ ઇસ્ટ આફ્રીકા તા. યુગંડા | ૧–૧૦–૦ |
| „ મોઝામ્બીક | ૧–૧૨–૦ |
| „ ઝાંઝીબાર | ૧–૧૦–૦ |
| „ પેમ્બા | ૧–૧૦–૦ |
| હીંદથી રશીયા તા. ટરકી શીવાય યુરોપના સઘળા દેશોમાં | ૧– ૯–૦ |
| હીંદથી જેપાન | ૨–૧૩–૦ |
| „ ડરબન | ૧–૧૧–૦ |
| „ નાટાલની બીજી દરેક જગાએ | ૧–૧૨–૦ |
| „ બંદર અબાસ | ૧– ૧–૦ |
| „ બુશાયર | ૧– ૨–૦ |
| „ સીયામ | ૦–૧૪–૦ |

| | |
|---|---|
| હીંદથી ભામો | ૧-૧૩-૦ |
| ,, કેપ કોલોની | ૧-૧૨-૦ |
| ,, ઓરેંજ રી. ફ્રીસ્ટેટ | ૧-૧૨-૦ |
| ,, ટ્રાન્સવાલ | ૧-૧૨-૦ |
| ,, મોરીશીઅસ | ૧-૧૧-૦ |

## સરકારી નીયમ મુજબ શહેરોનાં નામોની જોડણી.

ટેલીગ્રાફ ગાઇડમાં તાર આફીસના સઘળાં શહેર તથા ગામના નામ આપેલાં છે, તેમાં સરકારમાં ગોઠવાયલા નિયમ પ્રમાણે તેની જોડણી બતાવી છે, તે જોડણી પ્રમાણે બનતાં સુધી શહેરનું નામ લખવું એ વધારે સારૂં છે. તેમાં મુખ્ય શહેરોની જોડણી કેવી રાખી છે તે થોડાંક નામ નીચે આપ્યાં છે. જેને અંગ્રેજી અક્ષરોનું જ્ઞાન હશે તેઓને નામ ગોઠવવાનું અથવા ગાઇડમાંથી જોઈ લેવાનુ મુશ્કેલ નથી.

| અંગ્રેજી. | ગુજરાતી. |
|---|---|
| Abu | આબુ |
| Aden | એડન |
| Agra | આગરા |
| Ahmedabad | અમદાવાદ |
| Ajmer | અજમેર |
| Akola | આંકોલા |
| Akyab | આકીઆબ |
| Allahabad | અહલ્લાબાદ |
| Ambala | અમ્બાલા |
| Amritsar | અમરીતસર |
| Balasore | બેલેસોર |
| Bengalore | બેંગલોર |
| Baroda | વડોદરા |
| Belgaum | બેલગામ |

| અંગ્રેજી | ગુજરાતી |
|---|---|
| Berhampore | બરહામપોર |
| Bhavnagar | ભાવનગર |
| Bhayndar | ભાઇંદર |
| Bhopal | ભોપાલ |
| Bhusaval | ભુશાવલ |
| Bilimora | બીલીમોરા |
| Bombay | મુંબઇ |
| Borsad | બોરસદ |
| Broach | ભરૂચ |
| Bulsar | વલસાડ |
| Byculla | ભાયખલા |
| Calcutta | કલકતા |
| Calicut | કલીકટ |
| Cambay | ખંબાત |
| Canton | કંતોન |
| Cawnpore | કાનપોર |
| Ceylon | સીલોન |
| Chamargam | ચમારગામ |
| Chandernagore | ચંદ્રનગર |
| Chandur | ચાંદુર |
| Chittagong | ચીટાગંગ |
| Colaba | કોલાબા |
| Colambo | કોલંબો |
| Cutch | કચ્છ |
| Dalagoabay | દેલેગોઆબે |
| Delhi | દીલ્હી |
| Devlali | દેવલાલી |
| Dhandhuca | ધંધુકા |
| Dharampor | ધરમપોર |
| Durban | દરબન |
| Hong-kong | હોંગકોંગ |

| | |
|---|---|
| Hyderabad | હૈદરાબાદ |
| Indore | ઇંડોર |
| Johnesburg | જોનીસબર્ગ |
| Jubbulpore | જબલપોર |
| Kaira | ખેડા |
| Lahore | લાહોર |
| Lucknow | લકનોર |
| Madras | મદરાસ |
| Madura | મદુરા |
| Mangalore | માંગલોર |
| Masulipatam | મછલીપટમ |
| Natal | નટાલ |
| Meerut | મીરત |
| Mhow | મઉ |
| Mombassa | મોમબાસા |
| Moulmein | મોલમીન |
| Mozambique | મોઝામબીક |
| Multan | મુલતાન |
| Mysore | માઇસોર |
| Nadiad | નડીયાદ |
| Nerobi | નેરોબી |
| Nagpur | નાગપુર |
| Nandod | નાદોદ |
| Nankin | નાનકીન |
| Navsari | નવસારી |
| Ootacamund | ઉટાકામંદ |
| Pekin | પેકીન |
| Peshawar | પેશાવર |
| Pochefstroom | પોચેફ્સત્રુમ |
| Poona | પુના |
| Pretoria | પ્રીટોરીયા |

| | |
|---|---|
| Quetta | ક્વેટા |
| Rajkot | રાજકોટ |
| Rangoon | રંગુન |
| Rawalpindi | રાવલપીંડી |
| Secunderabad | સીકંદરાબાદ |
| Seychelles | સીચીલીસ |
| Shanghai | શેંઘાઇ |
| Singapore | સીંગાપોર |
| Srinagar | શ્રીનગર |
| Surat | સુરત |
| Tokio | ટોકીઓ |
| Transvaal | ત્રાનસ્વાલ |
| Tuticorin | ટુટીકોરીન |
| Ujjain | ઉજ્જન |
| Zanzibar | ઝાંઝીબાર-જંગબાર |

## અંગ્રેજીમાં સરનામાં લખવા શીખવાની સહેલી રીત.

હીંદ દેશના જુદા જુદા શહેરોમાં ભાષા જુદી જુદી હોવાથી લિપિ પણ જુદી છે. એક પ્રાંતની લિપિમાં લખાયલાં સરનામાવાળા કાગળ પત્રો બીજા પ્રાંતમાં કેટલીકવાર અટકે છે, મોડાં પહોંચે છે અથવા ગેરવલ્લે જાય છે. તેથી સરનામાં અંગ્રેજીમાં લખ્યાં હોય તો તે હરકત દૂર થાય.

પણ નીચેના થોડાએક અંગ્રેજી શબ્દો તે માટે શીખવાની જરૂર છે. તેની જોડણી ગોખી રાખવી.

To=ટુ, એટલે ને અથવા ની ઉપર.

From=ફ્રોમ એટલે થી અથવા ની તરફથી.

The=ધી એટલે તે, મુકરર માણસ અથવા સાહેબ.

Mr.=મિસ્ટર એટલે ભાઈ.

Miss=મિસ એટલે કુંવારી બાનુ.

Mrs.=મિસિસ એટલે પરણેલી બાનુ.

Esquire=એસ્કવાયર એટલે શેઠ અથવા મહેરબાન સાહેબ.

સરનામાં લખતાં એક રીત એ શીખવાની છે કે આપણે દેશી ભાષામાં સરનામું જેમ ગમે તેમ લખીએ છીએ, પણ અંગ્રેજીમાં તેમ લખાતું

નથી. દેશી ભાષામાં પ્રથમ સૌથી મોટું ઠેકાણું, પછી ઉતરતું અને પછી તેથી ઉતરતું લખીએ છીએ. જેમ કે, મુંબઇ મધે, કોટમાં, પટેલના મોહલ્લામાં, ના૦ ૧ વાળા ઘરમાં પહોંચે. પણ અંગ્રેજીમાં તેથી ઉલટું છે. પ્રથમ ના૦ ૧ લખવું, પછી પટેલનો મોહ્લ્લો, પછી કોટ, પછી મુંબઇ લખવું. અને એ છેલ્લો શબ્દ મોટા અક્ષરે લખવો અને પહોંચે એ શબ્દ સૌથી છેલ્લો છે તેને બદલે ટોચપર To ડાબા હાથપર ખુણામાં પહેલો લખવો.

બીજી લક્ષમાં રાખવાની રીત વિવેક સંબંધી છે. આપણે દેશી ભાષામાં માનને માટે, હરેક સખસના નામ પહેલાં ભાઇ, શેઠ. શેઠજી સાહેબ, મોટા, મુરબ્બીજી, શ્રીજી, યા મહેરબાન સાહેબ લખીએ છીએ અને દરજ્જો હોય તો ખાન બહાદુર, રાવ બહાદુર, ડાકટર વગેરે પ્રથમ લખીએ છીએ. અમલદારો માટે જરૂર સાહેબ અથવા સાહેબ બહાદુર લખીએ છીએ.

તેને માટે એવા નિયમ છે કે સરખે સરખા કે ઉતરતાપર લખવું હોય તો મિસ્ટર Mr. ફલાણા ફલાણા અને તેની અટક લખવી. ચઢતા દરજ્જાના કે વડીલોને લખવું હોય તો Mr લખવું નહીં પણ તેનું નામ તથા અટક લખીને છેડે Esquire લખવું પણ ડોકટરનો, ખાન સાહેબનો એવો ખેતાબ હોય તો પ્રથમ Doctor લખીને પછી નામ લખવું. તેમજ પ્રથમ Khan Saheb લખીને પછી નામ લખવું. તેવી વેળા Mr. કે Esquire લખાય નહીં. એકલું ડોકટર ફલાણા ફલાણા, અથવા ખાન સાહેબ ફલાણા ફલાણાજ લખાય. મી૦ લખવું ત્યાં એસ્કવાયર નહીં અને ડોકટર કે ખાન સાહેબ લખ્યું હોય ત્યાં મી૦ બી નહીં અને એસ્કવાયર બી લખવું નહીં.

કલેકટર સાહેબ, કલેકટર સાહેબ બહાદુર, કે જડજ સાહેબ, જડજ સાહેબ બહાદુર લખવું હોય તો The પ્રથમ લખવું. એ The નો અર્થ સાહેબ એવો થશે, પછી કલેકટર લખવું અને પછી ગમે તો કલેકટર સાહેબ બહાદુર લખવું.

બાનુઓના સરનામાં લખતાં સંભાળ વીશેષ રાખવી પડે છે. પરણેલી હોય તો Mrs. લખીને તેના ધણીનું નામ અને કુંવારી હોય તો Miss લખીને તેના નામ સાથે તેના બાપનું નામ લખાય છે. સાદી રીત એ છે કે Bai અથવા Ben લખી તેણીનું નામ લખવું.

એ રીતે નામની લીટી લખ્યા પછી ઉપર બતાવ્યા પ્રમાણે અનુક્રમે ઠેકાણાં લખવાં. પણ જો તેનો ઓધ્ધો લખવો હોય તો નામ ઉપર બતાવ્યા પ્રમાણે પહેલી લીટીમાં લખ્યા પછી નીચેની બીજી લીટીમાં ઓધ્ધો લખવો અને પછી શહેરનું નામ છેલ્લે જુદું નીચે મોટા અક્ષરે લખવું.

## સરનામાના નમુના

મેશર્સ ડી. પાં. માદન એન્ડ કુ૦
કણપીઠ. સુરત.

Messrs D. P. Madan & Co.
Kanpith, Surat.

---

સીંગર સોઇંગ મશીન્સના એજંટ સાહેબ,
મુંબઇ.

The Agent,
Singer sewing machines,
Bombay.

---

એફ. જી. એચ એનડરસન સાહેબ, આઇ. સી. એસ.
કલેકટર એન્ડ મેજીસ્ટ્રેટ, સુરત.

F. G. H. Andersam Esquire I. C. S.
Collector & Magistrate, Surat.

---

પતેલ એદલજી બરજોરજી
ના૦ ૯ મોટો ફળીઓ, રૂસ્તમપુરા, સુરત.

Patel Edaljee Barjorjee
No. 9 Motafalia, Rustampura, Surat.